# ધોળકા તાલુકાની

# ભૂગોળ.

( બીજા ધોરણના વિદ્યાર્થીઓ માટે )



લેખકઃ—

ગૌરીશંકર દેવશંકર વ્યાસ.

આસી. માસ્તર ધોળકા—મુખ્ય—સ્કુલ.



આવૃતી પહેલી

પ્રકાશક

ગુલામઅલી મુલ્લાં સાદકઅલી.

બુકસેલર—સ્ટેશનર્સ

એન્ડ પેપર મરચન્ટ—ધોળકા બજાર





૧૯૩૭

કિંમત ફક્ત બે આના.

 શ્રી જ્યોર્જ કોરોનેશન પ્રીન્ટીંગ પ્રેસ—ધોળકા.

# ધોળકા તાલુકાનીં ભૂગોળ.

( બીજા ધોરણના વિદ્યાર્થીઓ માટે )


લેખક:

ગૌરીશંકર દેવશંકર વ્યાસ.

આસી. માસ્તર ધોળકા-મુખ્ય-સ્કુલ.





આવૃતી પહેલી

પ્રકાશક

ગુલામઅલી મુલ્લાં સાદકઅલી.

બુકસેલર—સ્ટેશનર્

એન્ડ પેપર મરચન્ટ ધોળકા બજાર






કિંમત ફકત બે આના

# શિક્ષક બંધુઓને.



શિક્ષક બંધુઓને પુસ્તકનો અભાવ દુર કરવાના આશયથી અલ્પ બુદ્ધિથી આળેખેલું આ પુસ્તક આપ સર્વ સમક્ષ સાદર કરતાં ખુશ થાઉં છું.

બીજા ધોરણના વિદ્યાર્થિઓને જેટલું પચાવી શકાય તેટલું લખાણ આ પુસ્તકમાં સમાવવા બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે. જો કે લખવા બેસીએ તો ઘણી બાબતો લખી શકાય પરંતુ ધોરણનુંસાર આટલુંજ ઉચીત ધાર્યું છે. છતાં અમુક બાબતોની જરૂર નહોતી એવું કોઇને લાગે તો તેમણે ઉપયોગી લખાણજ વાંચવું.

આપના તરફથી સુચના થએ ઘટતો ફેરફાર કરીશ તો આશા છે કે આપ વધુ માર્ગ દર્શક થશો.

તાલુકાનો નકશો ઘણી ઉતાવળ કરવા છતાં આ પ્રતમાં આપી શકાયો નથી બીજી આવૃતિમાં બનતા લગી હશે.

આ પુસ્તક રચવામાં મને મે. ચલોડા તાલુકા સ્કુલ માસ્તર મગનલાલભાઈએ પોતાના કિમતી સમયનો ભોગ આપી જે જે મદદ કરી છે તેને માટે તેમનો હું ઋણી છું.

લેખક તરીકેના દોષને ક્ષંતવ્ય ઘટે.


વિક્રમાર્ક ૧૯૮૯
ફાલ્ગુન શુક્લ દ્વિતિઆ
ધોળકા.
સને ૧૯૩૩ ફેબ્રુઆરી

હું છું આપનો.
ગૌરીશંકર દેવશંકર વ્યાસ
આ. માસ્તર-મેઈન સ્કુલ.
ધોળકા.

# દિશાઓનો નકશો.



# દિશાઓની ઓળખ.

જે દિશામાં સુરજ ઉગે તે ઉગમણી કે પૂર્વ દિશા કહેવાય.

જે દિશામાં સુરજ આથમે તે **આથમણી** અથવા **પશ્ચિમ** દિશા કહેવાય

પૂર્વ દિશા ભણી મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ ભણી **દક્ષિણ** અને ડાબા હાથ તરફ **ઉત્તર** દિશા કહેવાય છે.

## નકશામાં દિશાઓની ઓળખ.

નકશામાં ઉત્તર ઉપરની બાજુ હોય છે.
દક્ષિણ નેચેની બાજુ હોય છે.
નકશા તરફ મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ ભણી પૂર્વ અને ડાબા હાથ ભણી પશ્ચિમ દિશા હોય છે. ખૂણાઓ કઇ કઇ દિશાઓ વચ્ચે છે તે પાછળ આપેલા નકશા ઉપરથી સમજાશે.

( નકશો જમીન ઉપર પાથરી દિશાઓનું જ્ઞાન આપવું સુગમ થઇ પડશે ) નકશામાં ઉત્તર ઉપરજ રાખવી એવી વિદ્વાનોએ પ્રથા રાખેલી છે. કારણ કે પૂર્વ દિશા કરતાં ઉત્તર (ઉત્તર ધ્રુવ ને લીધે) ઝટ નક્કી કરી શકાય છે.

# વાખ્યાઓ.

**ભૂગોળ-ભૂ એટલે પૃથ્વી અને ગોળ એટલે ગોળો** (પૃથ્વીના ગોળા ઉપરની હકીકત બતાવનારા પુસ્તકને ભૂગોળ વિદ્યાની ચોપડી કહે છે.

**નકશો**—માપ પ્રમાણે દોરેલું ભોંય તળીઆનું ચિત્ર.

**તળાવ**—ચારે બાજુ જમીન અને વચમાં પાણી તેને તળાવ કહે છે.

**સરોવર**—તળાવ ઘણું મોટું હોય તો સરોવર કહેવાય.

**નદી**—મીઠા પાણીનો પ્રવાહ પર્વત કે સરોવરમાંથી નીકળી નીચી જમીન ભણી વહીને દરીઆને મળે તેને નદી કહે છે.

**પર્વત**—જમીન વધીને ઉંચી થઇ હોય તેને ટેકરો કહે છે ટેકરો ઘણો ઉંચો ને મોટો હોય તો ડુંગર કહેવાય અને ડુંગર કરતાં વધારે ઉંચો ને મોટો હોય તેને પર્વત કહે છે.

**દરીઓ**—ખારા પાણીના મોટા જથાને-દરીઓ સાગર-કે સમુદ્ર કહે છે.

**ગામ**—ઘણા ઘરનો જથો એક ઠેકાણે હોય તેને ગામ કહે છે.

**શહેર**—ગામ ઘણું મોટું હોય તો શહેર કહેવાય.

**કસ્બો**—જે ગામમાં મુસલમાનોની વસ્તી વધારે હોય તે ગામને કસ્બો કહે છે.

**તાલુકો**—ઘણાં ગામના જથા એક મામલતદારને સોંપેલો હોય તેને તાલુકો કહે છે

**થાણું**—લોકોના જાન માલના રક્ષણને માટે સરકાર પોલીસો રાખે છે તેવા ચાર પાંચ કે તેથી ઓછા વત્તા પોલીસો અમુક ગામડાની દેખરેખ માટે એક ગામમાં રહે છે તેમની રહેવાની જગાને થાણું કહે છે.

# તાલુકાના અમલદારો અને તેમનાં

## કામકાજ

ગામના ઉપરીને **મુખી** અથવા **પોલીસપટેલ** કહે છે

દરેક ગામના મુખીને પોતાના ગામનું મહેસુલ વસુલ કરવામાં મદદગાર તરીકે **તલાટી** તથા **મતાદાર** હોય છે. મુખીના તાબામાં બે ત્રણ કે તેથી ઓછા વત્તા **રાવણીઆ, જીવીદાર** હોય છે.

તાલુકાના ઉપરીને **મામલતદાર** કે **મેજીસ્ટ્રેટ** કહે છે

પોલીસોના ઉપરીને ફોજદાર કહે છે.

સરકારી જમીન ખેડુતો ખેડે છે તેના ભાડા પેટે સરકાર અમુક ઠરાવેલી રકમ દર વર્ષે લે છે તેને **વીઘોટી** કે **મહેસુલ** કહે છે.

મહેસુલના રૂપીઆની સાથે દર રૂપીએ એક આનો વધારે લે છે તેને **લોકલફંડ** કહે છે.

જમીનની માપણી કરનાર અમલદારને **સરવેયર** કહે છે.

તલાટીઓના કામ ઉપર હરેક ગામ ફરીને દેખરેખ રાખનાર અમલદારને **સર્કલ ઇન્સ્પેકટર** કહે છે.

લોકોની સુખાકારી જાળવવા માટે હરેક તાલુકામાં **દવાખાનું** હોય છે. તેના ઉપરીને **દાકતર સાહેબ** કહે છે.

કોઇ ઠેકાણે સરકારી મકાન રસ્તો-પુલ-ચોરો વગેર બંધાવવા તથા રીપેર કરવાના કામ ઉપર દેખરેખ રાખનાર અમલદારને **ઓવરસીઅર** કહે છે.

તાલુકાના ઉપરીને **મામલતદાર** કહે છે. તેઓ સાહેબ મહેસુલનો હિસાબ રાખવો, તાલુકાની દેખરેખ રાખવી, તથા લુટફાટ અને મારામારીના કેસનો નિકાલ કરવો, વગેરે કામો કરે છે. તેમની કચેરીને **રેવન્યુ કોર્ટ** કહે છે.

વેચાણ ગીરો વગેરે ખતો નોંધવાનું કામ કરનાર અમલદારને **સબરજીસ્ટ્રાર** કહે છે.

મામલતદાર સાહેબને મદદ માટે કેટલાક કારકુનો તથા પટાવાળા પણ હોય છે.

લેણાદેણાની ફરીઆદો **મુનસફ** નામના અધિકારી ચૂકવે છે. તેમને **સદરઅમીન** અથવા **સબજજ** પણ કહે છે. અને તેમની કચેરીને **દિવાની કોર્ટ** કહે છે. તેમની પાસે પણ કેટલાક કારકુનો તથા બેલીફો હોય છે.

આખા તાલુકાનું મહેસુલ તાલુકાની કચેરી (ધોળકા)માં આવે છે. ને ત્યાંથી જિલ્લા કોર્ટ (અમદાવાદ)માં મોકલે છે જે વર્ષે તીડોએ પાકને નુકશાન કર્યું હોય અથવા હીમ પડયું હોય અથવા વરસાદ ઓછો પડયો હોય ત્યારે મામલતદાર સાહેબ સરકારને લખીને મહેસુલ માફ કરાવે છે. અથવા અર્ધું લેવરાવે છે.

ગરીબ ખેડુતને સરકાર બી લેવા અથવા ખેતી ખર્ચમાં વાપરવા પૈસા ધીરે છે તેને **તગાવી** કહે છે.

તાલુકાના ગામોમાંથી અમુક માણસોનું સરકાર મંડળ નીમે છે. તેમાં ૧૫ કે ૨૦ અથવા તેથી ઓછા વત્તા સભ્યો હોય છે તે મંડળને તાલુકા **લોકલ બોર્ડ કમીટી** કહે છે. તેમની મુદત ત્રણ વરસની હોય છે પછી નવા સભ્યો નિમાય છે. મહેસુલ સાથે લીધેલા લોકલ ફંડના પૈસા તે સભ્યો નિશાળો, કુવા, રસ્તા, ધર્મશાળા વગેરેના ખર્ચમાં વાપરે છે.

## સરકારી ખાતાં

**કેળવણીખાતું**—નિશાળો ચલાવે છે. ને કેળવણી ઉપર દેખરેખ તથા સુધારા વધારા કરે છે નિશાળના ઉપરી **હેડ માસ્તર** હોય છે અને તેમના ઉપરી જિલ્લા **ડેપ્યુટી સાહેબ** છે.

**બાંધકામ ખાતું**—સરકારી મકાનો, જાહેર રસ્તા, કુવા, તળાવ નિશાળ વગેરે બંધાવે છે. તે કામ ઉપર દેખરેખ રાખનાર **ઓવરસીયર** કહેવાય છે.

**ઇરીગેશન ખાતું**—સરકારી તળાવોમાંથી ખેડુતોને પાણી આપે છે અને તે બદલ એકરે આશરે ચાર રૂપીઆ સરકાર લે છે.

**પોલીસ ખાતું**—લોકોના જાન માલનું રક્ષણ કરે છે

**પોસ્ટ ખાતું**—કાગળો એક ગામથી બીજે ગામ લઇ જાય છે ને લાવે છે. કેટલાક મોટા મોટા ગામોમાં પોસ્ટ ઓફિસો છે ને નાનાં ગામડાંઓમાં વીલેજ પોસ્ટમેન મારફત કાગળો પહોચાડે છે.

**સુખાકારી ખાતું**—પોતાની ૈયતના સુખને માટે સરકાર બહુ કાળજી રાખે છે જેથી દરેક તાલુકામા દવાખાનું હોય છે તેમાંથી દરેકને મફત દવા મળે છે. તથા મરકી–પ્લેગ–કે કોલેરા વખતે ગામેગામ ફરીને પણ દવા આપવામાં આવે છે.

**મ્યુનીસીપાલીટી**—જે ગામ મોટું હોય ત્યાં ગામના અમુક માણસોનું એક મંડળ સરકાર નીમે છે. તે માણસો ગામમાંથી ઘર દીઠ અમુક રકમ લે છે તેને સુધરાઇ વેરો કહે છે તે પૈસા ગામની અંદરના રસ્તા, નીશાળો, દવાખાનું બાજરૂ વગેરે સાફ કરવાનું તથા સડકો ઉપર દીવા

કરાવવા વગેરેમાં વાપરે છે. સભ્યો (મેમ્બરો)માંથી એક સભ્યને **પ્રેસીડન્ટ નીમે છે.**

**સેટલમેન્ટ ખાતું**—તાલુકદારી ગામો ઉપર દેખરેખ રાખનાર એક અમલદાર છે તેમને **સેટલમેન્ટ ઓફીસર** કહે છે તેમને મદદ માટે કેટલાક કારકુનો પણ હોય છે.

**સેનેટેરી બોર્ડ**—નાની મ્યુનીસીપાલીટીને **સેનેટેરી બોર્ડ** કહે છે.

**કસ્ટમ ખાતું**—અફીણ—ગાંજો—ચડસ-ભાંગ વગેરે કેફી ચીજો સરકારી દેખરેખ નીચે તેમણે મુકરર કરેલા માણસોજ વેચે છે તે સંબંધી તપાસ તથા હિસાબ રાખનાર ખાતાને કસ્ટમ ખાતું કહે છે.

## —સીમા—

**ઉત્તરે**—સાણંદ તાલુકો.

**દક્ષિણે**—ભાદર નદી ને ખંભાતનું રાજ્ય (સંસ્થાન)

**પૂર્વે**—સાબમતી નદી તથા માતર તાલુકો.

**પશ્ચિમે**—કાઠીઆવાડનું ઝાલાવાડ પરગણું.

**નામ પડવાનું કારણ**—આ તાલુકામાં ધોળકા ગામ મોટું છે. માટે ધોળકા તાલુકો કહેવાય છે

આ તાલુકાના ચાર ભાગ જુદા જુદા નામથી ઓળખાય છે.

આ તાલુકાની ઉત્તર બાજુએ ખાખરાના ઝાડ પુષ્કળ ઉગે છે તે તરફના ભાગને **ખાખરીઉ** કહે છે,

આ તાલુકાના દક્ષિણ ભાગને **ભાલ** કહે છે.

આ તાલુકાની પશ્ચિમે નળ નામનું મોટું સરોવર છે તેની આજુ બાજુના પ્રદેશને **નળકંઠો** કહે છે.

આ તાલુકાની પૂર્વ દિશાએ સાબરમતી નદી છે તેની આજુ બાજુના ભાગને **સાબરકાંઠો** કહે છે.

**સરોવર**—નળ નામનું સરોવર આ તાલુકાની પશ્ચિમે છે તેનો વિસ્તાર ૪૯ ચોરસ માઈલ છે પહેલાંના વખતમાં આ ઠેકાણે દરીયો હોવાનું કેટલાક ધારે છે. કારણ કે, સરોવરને તળીએ ખાર પુષ્કળ છે જેથી ચોમાસા પછી આ સરોવરનું પાણી ખારૂં થઇ જાય છે.

વળી આ સરોવરની આજુ બાજુ ઘાસ પુષ્કળ ઉગે છે તેને બીડ કહે છે તેમાં લોકો ઢોર ચરાવે છે. આ ઘાસના મુળીઆંને બીર કહે છે તેને (દુકાળના વખતમાં ગરીબ લોકો) કચરીને લોટ કાઢી અનાજના લોટ ભેગો ભેળવી ખાય છે. અહીં જંગલી જનાવરોમાં સુવર-હરણુ-રોઝ ન્હાર (વરૂ) તથા તળાવની અંદર જળકુકડી આડ નામના પક્ષીઓ હોય છે.

**નદીઓ**—સાબરમતી, ભાદર, ભોગાવો, ને ઓમકાર આ તાલુકાની પૂર્વ દિશાએ સાબરમતી નામની નદી

ઉત્તરથી દક્ષિણે વહે છે તે ખંભાતના અખાતને મળે છે ભાદર નદી કાઠિઆવાડમાંથી આવી આ તાલુકાની દક્ષિણે સાબરમતીને મળે છે.

**ભોગાવો**—કાઠિઆવાડમાંથી આવી ભાદરને મળે છે દરીઆની ભરતીનું પાણી આ નદીમાં ઘણે આઘે સુધી આવે છે જેથી નદીને તળીએ તથા આજુ બાજુ કિનારે કાદવ ઠરે છે. જેમાં ઉતરતાં ઘણા અજાણ્યા લોકોએ જીવ ખોયા છે પણ કોઇ કોઇ જગાએ પથરા વગેરે નાંખી, જવા આવવાના રસ્તા બાંધ્યા છે. ઓમકાર-કાઠિઆવાડ-માંથી આવી લોલીઆ ગામની દક્ષિણે થોડે છેટે ભોગાવાને મળે છે. આ બંને નદીઓ ઉનાળો આવતા પહેલાંજ સુકાઇ જાય છે.

**વહેળા**—રોડ નામનો ૨૬ માઇલ લાંબો વહેળો સાણંદ તાલુકામાંથી આ તાલુકામાં આવે છે તે કેસરંડી ને દુમાલીની વચમાં છે. ચોમાસામાં આસપાસનું પાણી ભેગું થઇ નદીના રૂપમાં વહે છે.

(રામસપરનો વહેળો તથા શેળવો નામના નાના વહેળા પણ ભાલમાં છે) આ બધું પાણી નળ સરોવરની આસપાસ ફેલાઇ જાય છે ને કેટલુંક પાણી ભોગાવામાં પણ જાય છે.

## જમીન.

**કાળી—** (ભાલમાં છે.)

**ગોરાડુ—** (પૂર્વ અને ઉત્તર ભાગમાં.)

**ભાઠાની—** (સાબરમતીની આજુ બાજુ.)

**કયારી—** (નળ કંઠામાં)

**જનાવરો—**પર્વતોને ઘાડાં જંગલો નહિ હોવાથી આ તાલુકામાં સિંહ-વાઘ-રીંછ-ચિત્તા- જેવાં હિંસક પ્રાણીઓ નથી પણ રોઝ-સુવર-(ભૂંડ)-હરણ વરૂ (નાર) વાંદરાં, શિઆળ, લોંકડી વગેરે જંગલી જનાવરો છે.
ગાય, બળદ, ભેંસ, પાડા, ઘેટાં, બકરાં, ઘોડાં, ગધેડાં, વગેરે માણસોએ પાળેલાં છે.

**પક્ષિઓ—**ચકલી, કાગડા, પોપટ, મોર, કબુતર, તેતર વગેરે પક્ષિઓ છે.

**લોકો—**હિંદુ મુસલમાન, ખ્રિસ્તિ, વ્હોરા વગેરે છે. નળકંઠામાં પઢારીઆ નામના લોકો રહે છે.

**ધંધો—**મુખ્ય ધંધો ખેતીનો છે કેટલાંક ગામોમાં ગજી તથા બીજુ જાડું સુતરાઉ કાપડ ઢેડ લોકો વણે છે. ધોલકામાં દક્ષિણી સાડીઓ વણાય છે.

આ તાલુકાના દક્ષિણ અને પશ્ચિમ ભાગમાં વરસમાં એકજ પાક થાય છે. કારણ કે કુવાઓનાં તેમજ તળાવોનાં સાધન નથી પણ ઉત્તર અને પૂર્વ ભાગમાં વરસમાં બે પાક પણ લે છે. કારણ કે તે તરફ ખેતરોમાં પાણી પાવા માટે કુવાઓ હોય છે.

**ભાષા**—ગુજરાતી છે.

**ધર્મ**—શૈવ, વૈષ્ણવ, રામાનંદી, સ્વામીનારાયણ, રાધા વલ્લભી, નાનકપંથી, કબીર વગેરે જુદા જુદા ધર્મો લોકો પાળે છે.

મુસલમાની ધર્મમાં સીયા ને સુન્ની એવા બે ભાગ છે.

સીયા—વ્હોરાઓ પાળે છે.

સુન્ની—બીજા બધા મુસલમાનો પાળે છે.

**હવાપાણી**—આ તાલુકો દરીઆથી છેટે છે. તેથી તાપ અને ટાઢ વધારે પડે છે. ચોમાસામાં શરદીવાળી હવાને લીધે ( ભાદરવામાં ને આસોમાં ) તાવનો ઉપદ્રવ આ તાલુકાના કોઇ ભાગમાં વધારે હોય છે નદી કીનારાના ગામવાળા લોકો નદીનું પાણી પીએ છે જે ગામો નદીથી દુર છે ત્યાં કુવાના પાણી પીએ છે. અને કેટલાક ગામોમાં કુવા ખોદાવે છતાં ખારૂં પાણી નીકળે ત્યાંના લોકો તળાવનું પાણી પીએ છે પાણી ભરાઇ રહેવાને લીધે આ તાલુકામાં ચોમાસામાં મચ્છરો વધારે હોય છે.

ચોમાસામાં નળ સરોવરની આજુ બાજુ મચ્છરો બહુ થાય છે. તથા ઉનાળામાં ઉતેળીઆ તરફ ધુળ પુષ્કળ ઉડે છે. તથા કેટલીક જગાએ શિઆળામાં પણ મચ્છરો હોય

છે. જેથી લોકોમાં કહેવત છે કે, ઉનાળે ઉતેળીઆ શિઆળે સરલા ચોમાસે જાય કાળીંવજી તો જીવે જવલ્લા.

આ તાલુકામાં ત્રણ પ્રકારનાં ગામો છે.

## ખાલસા, ઇનામી, ને તાલુકદારી.

**ખાલસા**—અંગ્રેજ સરકારના તાબામાં હોય તેવાં ગામ ખાલસા કહેવાય.

**તાલુકદારી**—તાલુકદારને તાબે હોય તેવાં ગામને તાલુકદારી ગામ કહે છે.

**ઇનામી**—ઇનામમાં અપાએલું હોય તે ઇનામી ગામ.

**ખાલસા ગામો**—ધોળકા, બાવળા, ચલોડા, વાસણાકેળીઆ, સરોડા, કાવીઠા, જલાલપુર, બદરખા, નાનોદરા, વગેરે મુખ્ય છે બીજા નાના ગામો પણ છે.

**ઇનામી ગામો**—કાદીપુર, વીરપુર, રાજપુર, લાંણા, અરણેજ.

**તાલુકદારી ગામો**—કોઠ, ગાંગડ, ઉતેળીઆ, એ મુખ્ય છે બીજા નાના પણ છે લગભગ ધોળકા તાલુકાનો દક્ષિણ ભાગ આ જાતના ગામોનો છે.

( વધારે હકીકત છેલ્લે પાને છે

**થાણુાવાળા ગામ**—ધોળકા, બાવળા, કોઠ, ચીતરવાડા, ને દેવધોલેરા.

**રેલવે સ્ટેશન**—ધોળકા, સાલજડા, બાવળા, ગોધનેશ્વર, કોઠ, અરણેજ, ગુંદી, લોલીઆ.

**મુખ્ય નિપજ**—ઘઊં, ચણાં, કપાસ, જાર, બાજરી, ડાંગર, જામ, દાડમ, શેરડી, સુંઠ, મરચાં, કેળાં વગેરે.

**ભાલમાં**—ઘઉં ચણા ને કપાસ થાય છે.

**નળકંઠામાં**—ડાંગર પુષ્કળ થાય છે.

**ધોળકા**—જામ ને દાડમ થાય છે.

**ચલોડા**—દાડમ, કેળાં, મરચાં, વગેરે થાય છે.

**વાસણા કેળીઆ**—સુંઠ શકરીઆં ને રતાળુ થાય છે.

**બદરખા ને કાવીઠા**—કેળાં, મરચાં ને ગુંદા.

**ભાયલા કોચરીઆ**—ડાંગર વખણાય છે.

**બાવળા ને કેરાળા**—નું ઘી. વખણાય છે.

**રાજપુર જલાલપુર**—ગોળ વખણાય છે.

## જાણવા લાયક સ્થળો.

**ધોળકા**—આ તાલુકામાં મોટામાં મોટું ગામ છે વળી અહીં મુસલમાનોની વસ્તી વધારે હોવાથી તેને કસબો કહે છે પહેલાના વખતમાં આ શહેરને વેરાટ નગરી કહેતા

આ ગામ જામ, દાડમ ને સુંઠના વહેપારનું મથક છે. વસ્તી આશરે ૧૨૦૦૦ બાર હજાર માણુસની છે અહીં મલાવ, ખાનતળાવ, ખાન મસીદના ટોડા, પાંડવની નિશાળ, ભીમનું રસોડું, મુસાફરી બંગલો, ટાવર વગેરે જોવા જેવાં છે.

મલાવ તળાવ ગોળ છે. પણ એક બાજુએ જરા વાંકું છે સીધ્ધરાજની મા મીનળ દેવીએ આ તળાવ બંધાવ્યું હતું તળાવનો જે ભાગ વાંકો છે તેને માટે એમ કહેવાય છે કે તે જગાએ એક બાઇનો મહેલ હતો ઘણા પૈસા લઇ તે જગા આપવાનું કહ્યા છતાં તે બાઇએ આપ્યું નહીં અને કહ્યું કે તમે તળાવ બાંધીને તમારૂં નામ કાયમ રાખો છો તો જોડે મારૂં પણ નામ રહેશે અને તમારો ન્યાય વખણાશે આથી મીનળ દેવીએ તે જગા પોતે સત્તાવાળી હોવા છતાં લીધી નહીં અને તળાવનો તે ભાગ વાંકો બાંધ્યો તે ઉપરથી કહેવત છે કે, ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુઓ. તળાવની વચમાં બેઠક છે ને ત્યાં જવા પૂલ બાંધેલો છે આ ગામમાં સ્વામીનારાયણનું મોટું મંદીર છે ત્યાં દર વર્ષે અષાડ સુદી ૨ રથયાત્રાને દિવસે મેળો ભરાય છે વળી આ ગામથી અગ્નિ ખૂણામાં થોડે દુર અમેરીકાનું મિશન ખાતું છે. અને ગામમાં

ઇંગ્લાંડનું મિશન ખાતુ છે. ઉપરનાં બન્ને ખાતાંના માણસો ગામેગામ ફરીને લોકોમાં પોતાના ધર્મનો તથા નીતિનો ઉપદેશ કરે છે. કોઇ નીરાધાર માણસ હોય તો તેને આશ્રય આપી પોતાને ત્યાં ઉછેરે છે. તથા વિદ્યા આપે છે કેટલાંક ગામડાંઓમાં તેઓ તરફથી નિશાળો પણ ચાલે છે અમેરિકાના મિશનવાલા ધોળાં કપડાં પહેરે છે અને ઇંગ્લાંડના મિશનવાળા લાલ કોટ ( જેના ઉપર "મુક્તિ ફોજ" એમ લખેલું હોય છે તે ) પહેરે છે તથા માથે ભગવું વસ્ત્ર બાંધે છે.

આ કસ્બાની આજુબાજુ આમલીનાં ઝાડ ઘણાં હોવાથી. અહીંના હવાપાણી નબળાં છે.

**બાવળા**--આ ગામમાં કડવા પાટીદારોની વસ્તી વધારે છે આ ગામ કપાસના વહેપારનું મથક છે. ગામમાં કપાસ લોઢવાના ૩-૪-જીન છે વસ્તીના પ્રમાણમાં આ ગામ બીજા નંબરનું છે

**ચલોડા**--અહીં લેઉવા પાટીદારોની વસ્તી વધારે છે તેને ઉંચા કુળવાન ગણાય છે અહીં પાણીને માટે બોરીંગ છે તેમાંથી પુષ્કળ પાણી રાત દીવસ નીકળ્યા કરે છે આખા ગુજરાતમાં આ બોરીંગ સારામાં સારૂં ગણાયું છે અહીંનાં દાડમ ધોળકા ને અમદાવાદ જાય છે.

વૌઠા—સાત નદીઓના સંગમ ઉપર આવેલું હોઈ જાત્રાનું ઠેકાણું છે દર વર્ષે કાર્તક સુદી ૧૫ મે મોટો મેળો ભરાય છે મેળો ત્રણ દીવસ ( કાર્તક સુદી-૧૪-૧૫ ને વદી ૧ ) રહે છે. નદીને જમણે કાંઠે મહાદેવનું અને ડાબે કાંઠે હનુમાનનું એમ બે દહેરાં છે મેળામાં ૨૦૦૦૦૦ બે લાખ માણસો ભેગા થાય છે ખરૂં જોતાં તો અહીં બેજ નદીઓ (સાબરમતી અને વાત્રક) ભેગી થાય છે પણ સાબરમતી અને હાથમતિ-મહીકાંઠા એજન્સીમાં અમનગર ગામ પાસે મળે છે અને માજુમ મેશ્વો-ખારી શેઢી અને વાત્રક ખેડા જીલ્લામાં ભેગી થઇને આવે છે જેથી આ ઠેકાણે સાત નદીઓનું પાણી ભેગું થયુ ગણાય.

અરણેજ—આ ગામમાં બુટ માતાનુ મોટું દેવાલય છે

ચંડીસર—આ । સાબરમતી નદી ઉપર આવેલું છે ચંડીનાથ મહાદેવનું દહેરૂં છે અહીં શ્રાવણ વદી ૦)) તથા ભાદરવા સુદી ૧૧ ( જળ ઝીલણા અગીઆરસે ) મેળો ભરાય છે.

ગણેશ ધોળકા—અહીં ગણપતિનું મોટું દેવાલય છે અને કહે છે કે પહેલાં અહીં લગી ધોલકા ગામની હદ હતી

સરગવાળા—આ ગામની નજીકમાં કાણાવાલા પત્થરો

છે. જેથી કેટલાકનું એમ ધારવું છે કે, પહેલાં જ્યારે કચ્છનો અખાત અને ખંભાતનો અખાત જોડાએલા હશે ત્યારે આ **ગામ બંદર હશે.** અને તેથીજ અહીં વહાણોને લંગર કરવાના(**બાંધવાના**)**પત્થરોછે.** (નળસરોવરના તળીઆની જમીન ખારવાળી છે અને તેનો વિસ્તાર જોતાં એમ લાગેછે કે, અહીં પહેલાં દરીઓ હોવોજ જોઇએ કાળે કરીને આજુબાજુની જમીન ઉંચી થઇ જવાથી દરીઓ ખસી ગયો અને વચ્ચેની નીચાણ વાળી જગા સરોવર બની તે હાલનું નળસરોવર.)

**પીસાવાડા**—સીયા વ્હોરાઓનું જાત્રાનું ધામ છે. **પીસાવાડા, ધોળકા, કૌકા, રૂપાલ.** એ ગામોમાં **મુસલમાનોની** વસ્તી વધારે છે.

આ તાલુકાના પશ્ચિમ ભાગમાં વરસાદ ઓછો હોવાથી તેમજ કુવા ખોદાવતાં ખારા પાણી નીકળવાથી વરસમાં એકજ પાક થાય છે અને લોકો ઘણે ભાગે આળસુ છે. પૂર્વ ભાગના લોકો મહેનતુ ને ખંતીલા છે. વળી ખેતરોમાં કુવાનાં સાધન હોવાથી વરસમાં બે પાક પણ લે છે. કેળવણી અને વેપાર રોજગારમાં આ તાલુકો ઘણોજ પછાત છે. હાલ ઘણાં ગામડાંઓમાં નિશાળો ઉઘડતી જાયછે. બધી મળીને ૫૦ કે ૫૫ સ્કુલો લોકલબોર્ડ તરફથી તથા ધોળકા મ્યુનિસિપાલીટિની ૫ તથા મિશન ખાંતાની પણ કેટલીક નિશાળો આ તાલુકામાં છે.

# ધોલકા, બાવળા, ચલોડા, વાસણાકેલીઆ, બદરખા, કોઠ, ગાંગડ, તથા ઉતેળીઆ.

ઉપરનાં આઠ ગામોમાં કન્યાશાળાઓ છે. જેથી લોકો દીકરીઓને ભણવાનો લાભ લેવા લાગ્યા છે. તાલુકદારી અને ઈનામી ગામોની ઉપજ તાલુકદારો તથા ઇનામદારો લે છે પણ તે ગામોનાં દિવાની તથા ફોજદારી કામના કેસો સરકારી કચેરીઓમાં આવે છે,

આ તાલુકામાં પાકી સડક એકે નથી પણ ધોળકાથી અમદાવાદ જવાની કાચી સડકો છે. તેમાં એક **ધોળકાથી સાલજડા થઇ બાવળા થઈ અમદાવાદ** જાય છે. **અને બીજી ધોળકાથી વાસણાકેળીઆ થઇ સરોડા થઈ અમદાવાદ** જાય છે. વળી એક સડક **ધોળકાથી રામપુર થઇ સહીજ થઇ માતર** જાય છે. તથા એક સડક **બાવળાથી ભાયલા થઇ ધંધુકા જાય છે.**

આ તાલુકામાં રેલ્વેનો એકજ ફાંટો છે. પણ કેટલાંક ગામોથી મોટા ગામો સાથે મોટરનો વહેવાર શરૂ થયો છે પણ ચોમાસામાં મોટરો ચાલી શકતી નથી જેથી ચોમાસામાં મુસાફરી અગવડ ભરેલી છે.

**કોઠ ઠાકોર સાહેબના ગામો**–કોઠ, કેસરગઢ, રૂપગઢ, કાલીઆ પરા, જવારજ, ગુંદી, બલદાણા, દેવડથલ, ભોળાદ, સરગવાળા, તથા વટામણ.

**ગાંગડ ઠાકોર સાહેબના ગામો**—ગાંગડ, બગોદરા, શિઆળ, રોઇકા, ભામસરા, ગુદાનું પરૂં, કલ્યાણગઢ, કલ્યાણપર, એગવા, ભુમલી. ભુરખી, ચીઆડા, તથા ઢેઢાલ.

**ઉતેળીઆ ઠાકોર સાહેબના ગામો**—ઉતેળીઆ, નાનીબોરૂ, તથા લોલીઆ.

**બીજા નાના તાલુકદારી ગામો**—મોટીબોરૂ, મેટાલ, ધીંગડા, દુમાલી, છબાસર, મીઠાપર, (લીમડી-તાબાનું છે) ગાણોલ, તથા સમાણી.

**તાલુકદાર લતીફખાનજી સરદાર મહંમદખાનજી સાહેબના ગામો**-વારણા, નભોઇ, વીરડી, લગદાણા, તથા અમીપરા.

**શેરજુમાખાંનજી સાહેબનાં ગામો**—નેસડા, રીંઝા તથા ચીતરવાડા.

**શેરમીઆં સાહેબનાં પટાનાં ગામો**—આદરોડા, કવલા, સાંકોડ, નાનોદરા, વાસણા નાનોદરા, દુરગી, મેણી, કેસરંડી, દેવધોલેરા, કાણેતર, તથા સરલા.

# જીલ્લાની સામાન્ય હકીકત.

પાંચ સાત કે તેથી ઓછા વત્તા તાલુકા મળીને એક **જીલ્લો** થાય છે. જીલ્લાના ઉપરીને **કલેકટર સાહેબ** કહે છે.

આપણા જીલ્લાને **અમદાવાદ જીલ્લો** કહે છે કારણ કે આ જીલ્લામાં અમદાવાદ મોટું છે.

આ જીલ્લાની જમીન સપાટ છે પણ પ્રાંતીજ તાલુકા ભણી ટેકરાં ટેકરીવાળી જમીન છે.

૭ મોટા તાલુકા ને ૩ નાના તાલુકા મળી આ જીલ્લો બનેલો છે.

**સાબરમતી નદી** મોટી છે બીજી નાની નદીઓ પણ છે.

**સરખેજ ને ભડીઆદ** મુસલમાનોની જાત્રાનાં ઠેકાણા છે.

**વૌઠા, ચંડીસર, ને ભીમનાથ** હીન્દુઓની જાત્રાનાં ઠેકાણા છે.

**ખારાઘોડામાં** કુવાના પાણીથી મીઠું પકવવામાં આવે છે.

**ઘોઘા** બંદર છે તથા હવા ખાવાનું સ્થળ છે.

**પ્રાંતીજમાં** સાબુ બને છે.

**સાણંદની** તમાકુ વખણાય છે.

**અમદાવાદમાં** ઘણી મીલો છે. ને તેમાં સુતરાઉ તથા રેશમી કાપડ વણાય છે. વળી કસબનું કામ પણ અહીં થાયછે પીરાણા-વટવા-શાહ આલમ-વગેરે રોજા જોવા લાયક છે હાલ આપણા ઉપર મહારાજા પાંચમાં જયોર્જ રાજ્ય કરે છે.



# સૂચના.

અમારી દુકાને તમામ જાતની નિશાળોમાં ચાલતી ચોપડીઓ જેવી કે, અંગ્રેજી ગુજરાતી ઉર્દુ અરબી અને દરેક જાતના નકશાઓ દેશી ચોપડીઓ તથા સ્ટેશનરીનો સામાન જેવો કે, પેનસીલો ફુટો ખડીઆઓ પેનો સ્લેટો સ્ટીલો કંપાસ બોક્સ કલર બોકસ કવરો અને દરેક જાતની નોટ-બુકો એકસરસાઇઝ-બુકો વગેરે તથા દેશી અને વિલાયતી દવાઓ તેમજ દરેક જાતનો પેટ્રોમેક્ષ બત્તીઓનો સામાન ડાયરીઓ કેલેન્ડર પંચાંગ કયાર્ડ કંકોત્રીઓ ચોપડા વગેરે કીફાયત ભાવથી મળશે.

નિશાળોમાં ચાલતી ચોપડીઓમાં સારૂં કમીશન આપવામાં આવશે.

એક વખત પધારી ખાત્રી કરશોજી.

મળવાનું ઠેકાણું.

## ગુલામઅલી મુલ્લાં સાદકઅલી.

બુકસેલર સ્ટેશનર્સ એન્ડ પેપર મરચન્ટ

ધોળકા તાલુકાનો ચાર રંગમાં ચિત્રેલો નકશો (જેમાં તાલુકાનાં બધાં ગામો આપેલાં છે તે) થોડા વખતમાં બહાર પડશે.